દયા કરશે, તેટલા સમયમાં આનંદના સમૂહ રૂપ ભગવા-નનું કીર્તન( કરાતું હોય તે કીર્તન કરવામાં જે આનંદ આપે છે તે આનંદ ) સુખ કરનારૂં થઈ પડે છે.

**વિવેચન—મોટો ભક્ત કોનો કહેવો**—કે જે ભગવદીયોના દર્શન માત્રથીજ મોટો ઉત્સવ માને અને ભગવાનના આવેશથી હંમેશાં ઉત્સવરૂપ હોય, એવો અનન્ય ભક્ત ઉત્તમ છે. આવા ભકતોની કૃપાથીજ ભગવાન્ જ્યારે દયા કરે છે, ત્યારે પોતે પ્રગટ થાય છે. અને પૂર્ણાનન્દનું દાન કરે છે. માટે ઉપર કહ્યા એવા ભગવદીયોના સંગથી ભગવાનનાં ગુણગાન કરનારાં કીર્તન કરવાં, આ કીર્તનથી ભગવાન અન્તઃકરણમાં પ્રગટ થઇને તેની સઘળી ઇન્દ્રિયોની આસક્તિ પોતામાં કરે છે. અને પૂર્ણ સુખ આપે છે. માટે ભગવાનની કૃપા થવામાં મોટા ભકતોની કૃપા કારણરૂપે રહેલી છે. શ્લોકમાં મહત્ એટલે મોટા શબ્દ કહ્યો છે—તેથી—શ્રી સ્વામનીજી કે તેમની ભાવના જેમાં થાય છે એવા શ્રીમહાપ્રભુજીનું પણ સૂચન થાય છે. જ્યારે તેઓ કૃપા કરે છે ત્યારે ભગવાન્ પ્રસન્ન થાય છે. માટે કીર્તનદ્વારા હંમેશાં ભગવાન ગુણગાન કરવા મોટા ભગવદીયોની કૃપા મેળવવી, કે જેથી ભગવાનમાં ચિત્ત વિગેરેનો **નિરોધ** થાય છે એવું તાત્પર્ય છે. ॥ ૪ ॥

**ભગવાનનું, કીર્તન મોટાની કૃપાથી થાય છે તેજ સુખકારી છે બીજું સુખકારી નથી એમ કહે છે.**

**मूलम्—महतां कृपया यद्वत् कीर्तनं सुखदं यदा ।**
**न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥ ५ ॥**

**અર્થ**—જેવી રીતે ઘી વાળા પદાર્થોનું ભોજન સુખ

કારી થાય છે. અને લુખું ભોજન સુખકારી નથી. તેવી રીતે મોટાઓની કૃપાથી કીર્તન જેવું સુખકારી થઈ પડે છે. તેવું સંસારમાં આસક્ત લોકોનું કીર્તન સુખકારી થતું નથી.

**વિવેચન**—ભાગવતમાં કહ્યું છે કે ભગવાનના ગુણગાન સાંભળતાં જેમનું અન્તઃકરણ વિહ્વલ બની જાય છે. પ્રેમ ઉભરાઇ જાય છે, તે ભગવાનના પરમ ભક્ત આ સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. તેમને તો આ કલિયુગ સુખને સારૂં છે. જેવી રીતે ઘીથી બનાવેલા પદાર્થો સુખકારી છે, લુખા પદાર્થો સુખકારી નથી, તેવી રીતે ઉપર કહ્યા એવા ઉત્તમ ભગવદીયોનું કીર્તન આપણી સઘળી ઇન્દ્રિયોનો નિરોધ ભગવાનમાં કરાવે છે. અને પ્રપંચની વિસ્મૃતિપૂર્વક ભગવાનનો પૂર્ણાનન્દ મળે છે. પરંતુ લૌકિકમાં આસકત એવા સાધારણ ભાવવાળા તેનું કીર્તન ઉપર કહ્યા પ્રમાણે નિરોધને કરનારૂં નથી, સંન્યાસનિર્ણયમાં ભગવાન કહે છે કે **संसारावेषदुष्टानां नावेशः सर्वथा हरे :॥** "સંસારમાં આસક્તિવાળાને ભગવાનનો આવેશ હોતો નથી" તેથી તેમનું કીર્તન સુખકારી નથી. પરંતુ મોટા ભગવદીયોના અન્તઃકરણમાં ભગવાન રહે છે માટે એવા ભકિતમાર્ગીય ઉત્તમ ભગવદીયોની સાથે કીર્તન કરવું કે જેથી સઘળી ઇન્દ્રિયોનો નિરોધ ભગવાનમાં થશે. એજ સિદ્ધાન્ત છે.

શંકા—જોકે કીર્તન સુખ કરનારૂં થઈ પડે છે. પરંતુ વિરહ દુઃખ તો રહ્યા કરે છે. ત્યારે જ્ઞાનીનો દુઃખાભાવરૂપ લય સારો કહેવાય ! એવી શંકાનું સમાધાન કરે છે.

मूलम्–गुणगाने सुखावाप्तिर्गोविन्दस्य प्रजायते ॥
यथा तथा शुकादीनां नैवात्मनि कुतोन्यतः ॥ ६ ॥

**અર્થ**—ભગવાનના ગુણગાન કરવામાં નિરોધ પામેલા ભક્તોને જેવું સુખ થાય છે. તેવું સુખ શુકદેવજી વિગેરેને આત્માનન્દમાં પણ થયું નથી. તો પછી ભક્તિથી રહિત લોકોને કયાંથી થાય ?

**વિવેચન:**—શુકદેવજી નિર્ગુણબ્રહ્મમાં નિષ્ટાવાળા હતા. ભગવાનના ગુણ ગાનારા હતા. તોપણ નિરોધ રૂપી આનંદને પ્રાપ્ત થયા ન હતા. માટે આવો આનંદ પ્રભુકૃપા શીવાય મળી શકતો નથી, બીજા કશાથી પ્રાપ્ત થતોજ નથી. આ આનંદ મેળવવામાં દુઃખજ સાધન છે. બીજા કશા સાધનથી આ નિરોધ બની શકતો નથી. માટે જે ભક્તિમાર્ગીય ભક્તને વિરહદુઃખથી થાય છે તેજ પરમ પુરૂષાર્થ રૂપ છે. જ્ઞાનીના આત્માનન્દ કરતાં તે ઘણે દરજ્જે ઉત્તમ છે, તેનાથી જ્ઞાનીના દુઃખાભાવ ફલ કરતાં ઉત્તમોત્તમ પરમાનન્દરૂપી ફલ પ્રાપ્ત થાય છે. વળી વધારે તો શું શુકદેવજી નિર્ગુણ બ્રહ્મમાં નિષ્ટાવાળા હતા તોપણ તેમને ભગવાનના ગુણગાનમાં વધારે પ્રીતિ થતી હતી.

"પોતે પણ એવુંજ કહે છે કે હું નિર્ગુણ બ્રહ્મમાં નિષ્ટાવાળો છું. તો પણ ભગવાનની લીલામાં મારૂં ચિત્ત પરોવાયું તેથી હું ભાગવતરૂપ મોટું આખ્યાન ભણ્યો છું." આ ઉપરથી સમજાશે કે ભગવાનના ગુણના આનંદ કરતાં આત્મસુખમાં વિશેષ આનન્દ નથી. માટેજ ભાગવતમાં છટ્ઠા સ્કંધના બીજા અધ્યાયના દશમા શ્લોકથી તે વિશમા શ્લોક સુધી તેની મોટાઇ ગાઇ છે.

આ પ્રમાણે દુઃખ તે પરમાનન્દની પ્રાપ્તિમાં સુખરૂપ છે, તે દુઃખથીજ ભગવાન કોઈ સમય સુખનું દાન કરે છે. એવું નીચેના શ્લોકથી કહે છે.

मूलम्—क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदाभवेत् ॥
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥ ७ ॥

**અર્થ**—જ્યારે પોતાના શરણે આવેલા ભકતોને ભગવાન્ ક્લેશ (દુઃખ) યુક્ત જુએ છે ત્યારે તેઓ કૃપા યુક્ત થઇને સદા આનંદરૂપ પ્રભુ હૃદયમાંથી બહાર પ્રગટ થાય છે.

**વિવેચનઃ**—ઉપરના શ્લોકોમાં કહેવા મુજબ જ્યારે ભકતને ગુણગાન કરતાં કરતાં વિરહ અત્યંત કલેશ યુક્ત જુએ છે, ત્યારે હૃદયમાં બીરાજનારા પ્રભુ પોતાના સ્વરૂપને બહાર પ્રગટ કરે છે. એટલે સાક્ષાત્ સ્વરૂપનો સંબંધ હોવાને લીધે પ્રભુના દર્શનની અભિલાષા ઉત્પન્ન થાય છે. તેથી બહુજ વિરહ થવાથી ક્ષણે ક્ષણે જાગરણ સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણે અવસ્થામાં પ્રભુના દર્શન સારૂં કલેશનો અનુભવ કરનારા પોતાના ભકતોને જુએ છે અને જ્યારે કૃપા કરે છે ત્યારે ભકતની સઘળી ઇન્દ્રિયોમાં સર્વાંશે પોષણ કરીને અને તેઓને ભાવાત્મક બનાવી દઇને સર્વ અંશોથી પૂર્ણ અને સદાનન્દ પ્રભુ સ્વરૂપ ભકતોના હૃદયમાં બીરાજે છે. તે સ્વરૂપને બહાર પ્રગટ કરી ભકતોને ભજનાનન્દનો અનુભવ કરાવે છે. આ આનંદ ભગવાનની કૃપાથીજ સિદ્ધ થનારો છે. બીજા કોઇ પણ પ્રકારથી સિદ્ધ થતો નથી. તેથી ભક્તિમાર્ગીય ભકતોથીજ આ આનંદ મેળવી શકયા એવો છે.

જેમ આ આનંદ ભક્તિમાર્ગીય ભક્તો મેળવી શકે છે. એમ જ્ઞાની વિગેરે સર્વ મેળવી શકતા નથી.

मूलम्—सर्वानन्दमयस्यापि कृपानन्दः सुदुर्लभः ॥
हृद्गतः स्वगुणान् श्रुत्वा पुर्णः प्लावयते जनान् ॥ ८ ॥

અર્થ—પ્રભુ પૂર્ણાનન્દ છે. તોપણ તેમનો કૃપારૂપી આનંદ થવો બહુજ દુર્લભ છે. પરંતુ જે ભક્તો ગુણગાન કરે છે ત્યારે હૃદયમાં બીરાજેલા પ્રભુ પોતાના ગુણગાનનું શ્રવણ કરી પોતે પ્રસન્ન થાય છે ને પોતાના ભક્તોને પોતાના આનન્દમાં મગ્ન કરે છે.

વિવેચન:—આ એક સિદ્ધાન્ત ભૂલાવવો ન જોઇએ કે ભક્તિ માર્ગમાં પ્રભુકૃપા શીવાય બીજા કોઇ પણ સાધન કે—ફલનો સ્વીકારજ નથી અને તેનાથીજ સર્વ સિદ્ધ થાય છે. આ ભગવાન્ જોકે પૂર્ણ આનંદવાળા છે તો પણ તેમનો કૃપા રૂપી આનંદ મેળવવો એ મહા—મુશ્કેલ છે. કૃપા રૂપી આનન્દના કરતાં જ્ઞાન વિગેરેથી મળેલો આનંદએક જૂજ છે. વળી જ્ઞાનનો આનંદ તો સાધનો કરવાથી મળે છે. પરંતુ આ આનન્દ મેળવવામાં કોઇ પણ સાધનની અપેક્ષા નથી. કૃપાથીજ જ્યારે દાન કરે છે ત્યારે મળે છે અને તે કૃપા પ્રાપ્ત કરવામાં ગયા શ્લોકમાં કહ્યા મુજબ વિરહ દુઃખજ કારણ રૂપ છે. માટે પ્રભુના સંબંધની અભિલાષાના દુઃખથી થયેલા તાપ પૂર્વક ભક્ત પરસ્પર ગુણગાન કરેતો ભક્તના હૃદય રહેલા ભગવાન્ ગુણગાન સાંભળી પ્રસન્ન થાય છે અને બહાર પ્રગટ થઇને ભક્તને કૃપા રસના સમુદ્રમાં મગ્ન

કરે છે. અને ભગવાનની અભિલાષાના વિરહથી જે જે ઇન્દ્રિયોમાં દુઃખ થયું હોય તેને ઇન્દ્રિયોમાં આનન્દ પૂર્ણ કરે છે. ॥ ૮ ॥

**હવે પોતે ફલિતાર્થ બતાવતાં નિરોધનું સ્વરૂપ અને પ્રયોજન કહે છે.**

**मूलम्—अहं निरूद्धो रोधेन निरोधपदवीं गतः ॥**
**निरूद्धानां तु रोधाय निरोधं वर्णयामि ते ॥ ९ ॥**

**અર્થ**—(મહા પ્રભુજી કહે છે) શ્રી પ્રભુએ મારો નિરોધમાં સ્વીકાર કર્યો છે. તેથી સર્વ ઇન્દ્રિયોનો પ્રભુમાં મારો નિરોધ થયો છે. માટે હું જેઓની સર્વ ઇન્દ્રિયો પ્રભુમાં નિરોધ પામેલી છે. તેઓને પ્રભુમાં દ્રઢ નિરોધ થાય તેટલા સારૂં હું નિરોધનું વર્ણન કરૂં છું.

**વિવેચન**—જેમના ઉપર પ્રભુની પૂર્ણ કૃપા હોય છે. તેની સર્વ ઇન્દ્રિયો પ્રભુમાંજ રોકાઈ જાય છે. કાંન, આંખ, હાથ, નાસિકા ચિત્ત વિગેરે સર્વે પ્રભુમાંજ પરોવાઇને રહ્યું હોય છે. પ્રભુ શીવાય ઇતર ભાન હોતું નથી. મહાપ્રભુજી કહે છે કે ભગવાને કૃપાથી મારો નિરોધ કરેલો છે. તેથી તેમની આજ્ઞાથી આધુનિક પોતાના સેવકોનો નિરોધ પ્રભુમાં થાય તેટલા સારૂં હું નિરોધનું વર્ણન કરૂં છું. માટે મારા કહ્યા પ્રમાણે વર્તશે તો સર્વ રીતે સિદ્ધિ થશે. એવું સૂચવે છે. આ નિરોધલક્ષણ કોઇ ભાગ્યશાળીને ઉદ્દેશીને કહે છે. કે પ્રભુએ મારો નિરોધ કર્યો છે. તેથીજ હું આ નિરોધવર્ણન કરી શકું છું. બીજાથી આ નિરોધનું વર્ણન કરી શકાવું બહુંજ મુસ્કેલ છે. માટે ભગવદીયોએ આ મહાપ્રભુના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી તેજ પ્રમાણે વર્તવું કે જેથી પ્રભુ સર્વ ઇન્દ્રિયોનો નિરોધ પોતામાં કરે.

હવે નિરોધ કરવા સારૂં શું કર્તવ્ય છે? તેનું વર્ણન કરે છે.

मूलम्—तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ॥
सदानंदपरैर्गेयाः सच्चिदानन्दता ततः ॥ १० ॥

અર્થ—માટે પ્રભુમાં નિરોધ પામેલા ભકતોએ વાસના સાથે અહંતા મમતાની સર્વ વસ્તુઓ ત્યાગ કરીને સદાનન્દ શ્રીકૃષ્ણને પરાયણ થઇને પ્રભુના ગુણોનું હંમેશાં ગાન કરવું, અથવા નિરોધ પામેલા ભગવાનના ભકતો સાથે ગુણગાન કરવું, કે જેનાથી સચ્ચિદાનંદપણું થાય છે.

વિવેચન—જેમણે ભગવાનને નિવેદન કરી સર્વરીતે પ્રભુનુંજ શરણ સિદ્ધ કર્યું છે. તેવાઓએ વાસનાને ઉત્પન્ન કરનારા અને અહંતામમતાવાળા સર્વ પદાર્થોનો ત્યાગ કરીને ભગવાનના સંબંધની અભિલાષા પૂર્વક પૂર્ણભાવથી હમેશાં પ્રભુનું ગુણગાન કરવું, એ સેવકનો મુખ્ય ધર્મ છે. હવે ગુણગાન કેવા કરવા તેનું સ્વરૂપ બતાવે છે. ભગવાન્ સાક્ષાત્ રસાત્મક પુરૂષોત્તમ સચ્ચિદાનન્દ રૂપ છે. તેમની રસાત્મક રાસાદિ જે પુષ્ટિલીલાઓનું વર્ણન કર્યું છે. તે લીલારૂપી ગુણોનું વિરહ દુઃખ પૂર્વક ગાન કરવું, વળી આ શ્લોકમાંથી એવો પણ અર્થ નીકળી શકે છે કે પોતે એકલા ગુણગાન કરવા સારૂં અસમર્થ હોય તો પ્રભુમાં જેમનો નિરોધ થયો છે. અને સંસારના અહંતામમતાના પદાર્થોનો જેમણે ત્યાગ કર્યો છે એવા ભગવદીયો સાથે ગુણગાન કરવું. પરંતુ બીજા જલભેદમાં બતાવ્યા પ્રમાણે "वेश्यादि सहिता मत्ता गायका गर्तसंज्ञिताः" વેશ્યા વિગેરે સ્વચ્છંદ ચારી સ્ત્રીઓમાં આસક્ત થઇ રહેલા ગાયકો ખાડાના જલ જેવા નકામા છે.

વિગેરે કહેલાં લક્ષણોને તપાસીને સંગ કરવો. નહિ તો પોતાના ભાવ-નો નાશ કરે છે, આ ગુણગાન હમેશાં કરવું ક્ષણવાર પણ બંધ ન રહેવું, એવું બતાવવા સારૂં શ્લોકમાં **સર્વદા** ( હંમેશાં ) એવું પદ મુકયું છે. આવી રીતે હંમેશાં ગુણગાન કરેતો સચ્ચિદાનન્દરૂપ થાય છે. કે જેના આનન્દ આગળ જ્ઞાનીનો આનન્દ પણ અલ્પ છે. ॥૧૦॥

**અહીંઆં નિરોધમાં સર્વત્યાગ કરી ગુણગાન કરવાની આજ્ઞા કરી, પરંતુ સાધનમાં નિષ્ઠાવાળાને આજ્ઞા કરી તેનું શું કારણ? એવી શંકાનું સમાધાન કરે છે.**

**मूलम्–हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।**
**ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥ ११ ॥**

અર્થ— પ્રભુએ જેમને છોડી દીધા છે તેઓ સંસારસાગરમાં ડુબેલા છે. એમ જાણવું, ( તેમનો ઉદ્ધાર નથી) જેઓનો નિરોધ એટલે પુષ્ટિમાર્ગમાં અંગીકાર કર્યો છે. તેઓ રાત્રિદિવસ પ્રભુના આનન્દને પ્રાપ્ત થાય છે.

**વિવેચન**—સર્વ દુઃખને હરનાર તે હરિ કહેવાય. જે આસુરી જીવોનો ભગવાનને ઉદ્ધાર કરવાની ઇચ્છા નથી. અને જન્મમરણ તેમ સંસારી દુઃખમાંથી છોડાવવા ઇચ્છા નથી. તેમનો ભગવાન્ ત્યાગ કરે છે. તેથી આપણને તે ભગવાનથી વિમુખ છે. એવું માલૂમ પડે છે. અને તેઓ આ સંસારીક પદાર્થોમાંજ આસક્તિવાળા હોય છે. અને બીજી આ કલિયુગમાં કાંઇપણ ઉપયોગમાં ન આવે એવા સાધનમાં પડેલા હોય છે, એવાને પણ ભગવાનનો પૂર્ણાનન્દ મળતો નથી.–અને જેને આનંદોનું દાન કરવાની ઇચ્છા હોય છે, તેઓની ઇન્દ્રિયો સર્વ પ્રભુમાં નિરોધ થએલી હોય છે. તેમને ભાવરૂપ એકજ સાધન હોય

છે, બીજું સાધન હોતુંજ નથી, તેમને બહાર અને ભીતર હર્ષથી પૂર્ણ કરી આનંદ સમુદ્રમાં મગ્ન કરે છે. રાત્રિદિવસ ક્ષણમાત્ર પણ તેઓને આનંદનો છેદ થતો નથી. આ પ્રમાણેનો જે પુષ્ટિમાર્ગીય ભક્તે મેળવેલો આનંદ સાધનમાં નિષ્ઠાવાળાથી મેળવી શકાય એવો નથી.॥૧૧॥

ઉપર કહી ગયા કે ભક્તિમાર્ગીય ભક્તે સંસારમાં આસક્ત થવું નહિ. ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરવું નહિ. ત્યારે નિરોધ થાય છે. પરંતુ આ પ્રમાણે ત્યાગ કરવો બહુજ દુર્લભ છે, એકદમ બની શકે એવો નથી ત્યારે ગુણગાન શી રીતે બની શકશે? અને ગુણગાન નહિ થાય તો નિરોધ શી રીતે થશે? આવી શંકા કરે તો તેનું સમાધાન કરે છે.

**मूलम्—संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै।**
**कृष्णस्य सर्ववस्तुनि भूम्न ईशस्य योजयेत् ॥ १२ ॥**

**અર્થ**—અહંતા મમતાત્મક સંસારના આવેશથી દુષ્ટ થએલી ઇન્દ્રિયોના હિતને સારૂં સર્વાત્મભાવથી સર્વ ઠેકાણે રહેલા એવા જગતના અધિપતિ શ્રીકૃષ્ણનાજ આ સર્વ પદાર્થો છે, એવું સમજી ઇન્દ્રિયોને મમતા ઉત્પન્ન કરનારા સર્વ પદાર્થો પ્રભુમાં યોજવા. એટલે ઇન્દ્રિયો પણ પ્રભુમાં જોડાશે.

**વિવેચન**—જેને નિરોધનું સુખ આપવાની ઇચ્છા હોવાથી જેનો પુષ્ટિમાર્ગમાં અંગીકાર કર્યો છે. એવા જીવોને બીજા સાધનોમાં મન ખેંચાતું નથી. અને જેવો ભગવાનના સ્વરૂપમાં સ્નેહ હોય છે તેવો ઇન્દ્રિયોના વિષયમાં હોતો નથી. તેમ છતાં ઇન્દ્રિયો સંસારના આવેશમાં આવી દુષ્ટ થાય તો તે ઇન્દ્રિયો સંસારમાંથી ખેંચી પ્રભુમાં

જોડવી આ પ્રમાણે પ્રભુમાં ઇન્દ્રિયો જોડાય ત્યારે તે ઇન્દ્રિયોનું સાર્થક થાય છે. ભાગવતમાં પણ કહ્યું છે કે. જેની જીભ પ્રભુના ગુણગાન કરતી નથી તે જીભ દેડકાની જીભ જેવી જાણવી. જેના હાથ પ્રભુની સેવામાં ઉપયોગી નથી આવતા તે મડદા બરોબર છે. આવી રીતે વર્ણન કરેલું છે. માટે સર્વ ઇન્દ્રિયો પ્રભુમાં જોડવી. વળી બીજા જ્ઞાનમાર્ગમાં તો ઇન્દ્રિયો તથા તેના વિષયો અને મમતાઉત્પન કરનારી વસ્તુઓ આમ બધુ પણ ત્યાગ કરવાનું કહ્યું છે. તેથી તેવો ઇન્દ્રિયોનો ત્યાગ થઇ શકતો નથી. અને આ માર્ગમાતો ઇન્દ્રિયોનો ત્યાગ કરવો પડતો નથી. પરંતુ ઇન્દ્રિયો જે સંસારના આવેશમાં લાગેલી હોય ત્યાથી ખેચી પ્રભુમાં જોડવાની છે. અને તેથીજ સર્વ ઇન્દ્રિયોમાં પ્રભુનો આનંદ થાય છે. માટે ઇન્દ્રિયોનો ત્યાગ કર્યા કરતાં ઇન્દ્રિયોને વિષયમાંથી ખેંચી પ્રભુમાં જોડવામાં બહુ મહેનત નથી. જ્ઞાનમાર્ગીયો જે ઇન્દ્રિયોનો ત્યાગ કરી આનંન્દનો અનુભવ કરવાનું કહે છે તેતો વાતો માત્રજ છે. કારણ ઇન્દ્રિયોનો ત્યાગ કરે ત્યારે આનન્દનો અનુભવ શાનાથી થાય ? માટે જ્ઞાનમાર્ગ કરતાં આ માર્ગમાં અલૌકિક ઇન્દ્રિયોથી પ્રભુના ભજનાનન્દનો અનુભવ કરવો એજ યોગ્ય છે. આ પ્રમાણે સર્વ પ્રભુમાં યોજ્યા પછી જ્યાં સુધી પ્રભુનો સાક્ષાત્કાર ન થયો હોય ત્યાં સુધી ગુણગાનમાં આસક્ત રહેવું. એમ કરતે કરતે પ્રભુમાં આસકત થાય છે. અને નિરોધ થાય છે.

**પ્રભુના ગુણગાન કરનારા તે સંસારનો ભય અને ભગવાનના વિરહનો કલેશ થતો નથી, એમ કહે છે.**

**मूलम्—गुणेष्वाविष्टचेतानां सर्वदामुरवैरिणः ।**
**संसारविरहक्लेशौ न स्यातां हरिवत् सुखम् ॥ ११ ॥**

**અર્થઃ**—નિરંતર મુરદૈત્યના વેરી એવા શ્રીકૃષ્ણના ગુણોમાં જેમનું ચિત્ત પ્રવિષ્ટ થયું છે, તેઓને અહંતા મમાત્મક સંસાર કે ભગવતના વિરહનો કલેશ થતો નથી. પણ ભગવાનની માફક તેને સુખ થાય છે.

**વિવેચન**—પ્રભુમાં ચિત્ત આસક્ત કરી ગુણગાન કરે તો તેનું ચિત્ત ભગવાનમાંજ આવિષ્ટ થાય છે. તેથી તેને સંસાર ત્યાગ કરવામાં કંઇ પણ કલેશ થતો નથી, કેમકે ગુણગાનમાંજ ચિત્તનો આવેશ હોવાથી વિષય વિગેરેનો અધ્યાસ થતો નથી. અને ત્યાગ કર્યાનો કલેશ પણ થતો નથી. આ પ્રમાણે વેણુગીતની સુબોધીનીજીમાં અને ગીતામાં પણ કહ્યું છે કે જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં પણ પ્રભુની લીલા દેખતાં હતાં. માટે વિષયથી ઉત્પન્ન થએલું સુખ તે દુઃખને ઉત્પન્ન કરનારૂં છે. અને ભોગમાં આસક્તિ કરનારૂં છે. પરંતુ ભગવાનમાં જે ચિત્ત આસક્ત થયું હોય તે ચિત્ત સઘળા સુખ અને પૂર્ણાનન્દને ઉત્પન્ન કરે છે. અને સંસાર ને નિવૃત્તિ કરી લીલા સ્વાદ કરાવે છે, માટે સર્વ દુઃખને હરનાર પ્રભુને શરણે જઇને સંસારમાંથી આસક્તિ છોડવી એજ સૂચના કરે છે.

**જયારે ઉપર કહેલી સર્વ આસક્તિ નાશ પામતાં પ્રભુમાં પ્રેમ થાય છે, ત્યારે જે ફલ મળે એ આ નીચે શ્લોકથી કહે છે.**

**મૂલમ્**—तदाभवेत् दयालुत्वमन्यथा क्रूरता मता ।
बाधशंकापि नास्त्यत्र तदध्यासोऽपि सिद्धयति ॥१४॥

**અર્થઃ**—એવી રીતે ગુણગાન જયારે સિદ્ધ થાય ત્યારે પ્રભુનું દયાળુ,,પણું સમજવું. અને આવી રીતે ગુણગાન

સિદ્ધ ન થાય તો પ્રભુનો મારા ઉપર કોપ છે, એમ સમજવું. અહીંઆં ગુણુગાનમાં બાધ થવાની શંકા પણુ ન કરવી. જેવો સંસારના વિષયમાં અધ્યાસ હતો તે છૂટી પ્રભુમાં અધ્યાસ સિદ્ધ થાય છે.

**વિવેચન**—જ્યારે સંસારનો આવેશ છૂટી પ્રભુમાં આસક્તિ થાય છે, ત્યારે એમ સમજવું કે પ્રભુ એ મારા ઉપર કૃપા કરી છે. પરંતુ સંસારમાં આવેશ થાય તો તેના ઉપર ભગવાન ક્રોધ દૃષ્ટિથી જુએ છે, તેનો સ્વીકારતો ક્યાંથીજ કરે! જે જીવ પ્રભુને શરણે જઈને સેવા કીર્તનમાં તત્પર રહ્યો હોય, તે જ ભગવાનને વહાલો લાગે છે. અને જ્યાં સુધી ચતુઃશ્લોકીના પહેલા શ્લોકમાં કહેવા મુજબ સેવારૂપી સ્વધર્મમાં જોડાય નહિ, ત્યારે ભગવાન તેના ઉપર અપ્રસન્ન થાય છે. એવું "ક્રૂરતા" શબ્દથી સૂચવે છે. માટે શ્રીકૃષ્ણુ મારા સ્વામી છે, તેમની મારે સેવા કરવાની છે એવું સમજી સેવામાં પ્રવત્ત થનાર ભકતો ભગવાનને વહાલા છે. ગીતાજીમાં પણુ તેવા ભક્તને પ્રિય ગણેલો છે.

ગુણુગાન કરનારાને ગુણુગાનમાં કોઈ પણુ પ્રકારનો બાધ થતો નથી, સર્વ ઇન્દ્રિયો પ્રભુમાં જોડાઇ ગયા પછી તેના ભાવને **हरिस्त्वत्र न शक्नोति कर्तुं बाधां कुतोपरे** ॥ સંન્યાસ નિ૰ હરિપોતે પણુ આ ભકતોના ભાવને બાધ કરતા નથી તો બીજા તો ક્યાંથી કરી શકે? જ્ઞાનવાળાને મોહકરવા માયા સમર્થ છે, પરંતુ ભગવાનમાં જેનું ચિત્ત ચયું છે, તેને ભગવાનની માયા કોઈ પણુ પ્રકારે બાધ કરી શકતા નથી. કેમ જ્ઞાનસંપાદન કરનારાને અભિમાન થવા સંભવ રહે છે. ભક્ત તો વિરહ વિકલ અને દીન બની ગયેલો હોય તો ત્યાં અભિમાન રહેતું નથી. આપ્રમાણે ભક્તનો સંસારમાંથી અધ્યાસ છૂટી પ્રભુમાં અધ્યાસ સિદ્ધ થાય છે. અને પૂર્વનો સ્વભાવ પલટાઇ જાય છે. ॥૧૪॥

**વૈરાગ્ય વગર પહેલાં કહેલો અધ્યાસ કેવી રીતે નિવૃત્ત થશે ? એવી શંકાનું સમાધાન કરે છે.**

**मूलम्—भगवद्धर्मसामर्थ्यात् विरागो विषये स्थिरः ॥**
**गुणैर्हरेः सुखस्पर्शान्न दुःखं भाति कर्हिचित् ॥ १५ ॥**

**અર્થ**—ભગવાનના ધર્મોના બળથી વિષયોમાં દૃઢ વૈરાગ્ય થાય છે. અને જો પ્રભુના ગુણગાનરૂપ સાધનોવડે સુખનો સ્પર્શ થવાથી દુઃખનું તો ભાન પણ રહેતું નથી.

**વિવેચન**—ભગવાન જેમ ષટ્ગુણયુક્ત અને અલૌકિક, રસાત્મક ને આનંદવાળા છે. તેવી રીતે તેમના ધર્મો પણ અલૌકિક રસાત્મક ષટ્ ગુણ યુકતને આનંદવાળા છે તેથી તેમનો પ્રભાવ એવો છે કે ગુણગાન દ્વારા હૃદયમાં પ્રવેશ કરે કે પ્રાકૃત વિષયમાંથી આસક્તિ છોડાવી તેમાં વૈરાગ્ય કરાવે છે. એટલુંજ નહિ પણ પરમકાષપન્ન અલૌકિક આનન્દવાળા શાક્ષાત્ પ્રભુમાં નિરૂપાધિ સ્નેહ થાય છે. રાસ પંચાધ્યાપિમાં કહ્યું છે કે જ્યારે ભગવાને ગોપીજનોને કહ્યું કે તમે તમારે ઘેર પાછાં જાઓ ? તમારા પતિની સેવા કરો ? આવું વચન સાંભળી ગોપીજનોએ જવાબ આપ્યો કે **संत्यज्य सर्वविषयान्तव पादमूलं प्राप्ताः** અમે સર્વ વિષયોનો ત્યાગ કરીને તમારા ચરણમાં શરણે આવેલા છીએ વિષયની ઇચ્છા અમારી નિવૃત્ત થઇ ગઇ છે." આ પ્રમાણે તેમનું ચિત્ત ભગવાનમાં હોવાથી લૌકિક વિષય વાસના નાશ પામી હતી. આ પ્રમાણે પ્રભુના ગુણગાનથી સુખનો સ્પર્શ થાય ત્યાં આગળ દુઃખનું ભાન રહેતું નથી. કારણ કે ભક્તનો પ્રભુમાં ગુણગાનથી નિરોધ થઇ જાય છે. તેથી લૌકિક દુઃખ ક્યાંથી આવે? ॥૧૫॥

હવે ગુણગાનની વાતનો ઉપસંહાર કહે છે.

मूलम्--एवं ज्ञात्वा ज्ञानमार्गादुत्कर्षो गुणवर्णने ।
अमत्सरैरलुब्धैश्च वर्णनीयाः सदागुणाः ॥ १५ ॥

**અર્થ**—આ પ્રમાણે જ્ઞાનમાર્ગ કરતાં ગુણગાનમાં મોટાઈ રહેલી છે એમ જાણી મત્સર અને લોભ રહિત થઇને હંમેશાં શ્રીહરિના ગુણનું વર્ણન કરવું.

**વિવેચન**—જ્ઞાનમાર્ગમાં પ્રથમ કર્મવડે ચિત્ત શુદ્ધિ થાય ત્યારબાદ વેદાન્તજ્ઞાન પણ યથાસ્થિત નિયમસર મેળવે અને તેમાં પણ તીવ્ર વૈરાગ્ય થાય, ત્યારે જ્ઞાનસિદ્ધ થાય છે અને અક્ષરમાં લય છે એવા કષ્ટે બની શકે એવા જ્ઞાનમાર્ગ કરતાં નિઃસાધન જેમાં કોઇ પણ સાધનની જરૂર નથી એવું ભક્તિમાર્ગીય ગુણગાનજ સર્વ રીતે શ્રેષ્ઠ છે કે જેથી સાક્ષાત્ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણમાં આસક્તિ થાય છે અને સંસાર આસક્તિ સ્વાભાવિકજ નાશ પામે છે. માટે ગુણગાન કરવાં અને તેમાં પ્રતિબંધ કરનારા બે દોષોનો ત્યાગ કરવો–૧ બીજાની ચડતી–મોટાઇ સહન ન કરી ઇર્ષ્યા કરવી, એ માત્સર્ય કહેવાય ૨ લોભ વૃત્તિ. આ બેથી ગુણગાનમાં રોકાણ થાય છે. માટે તે તજવા. માત્સર્યથી મોટા પુરૂષોનો સંગ થતો અટકે છે. અને લોભમાં ધન, દ્રવ્યને એકઠા કરવામાં ચિત્ત જોડાય તો ભગવાનનો આવેશ થતો અટકે છે. માટે બન્ને તજવા ॥ ૧૫ ॥

શંકા—સિદ્ધાન્તમાં એવું છે કે, પ્રભુનાં મુખ દર્શન કરવાથી ભાવની વૃદ્ધિ થાય છે. અને ત્યારબાદ સ્વરૂપ સેવા કરવાનો નિશ્ચય થાય છે. ત્યારે તમે ગુણગાનનેજ મુખ્ય પદ કેમ આપો છો? આ શંકાનું સમાધાન કરે છે.

मूलम्—हरिमूर्तिःसदाध्येया संकल्पादपि तत्र हि ।
दर्शनं स्पर्शनं स्पष्टं तथा कृतिगती सदा ॥ १७ ॥
" श्रवणं कीर्तनं स्पष्टं पुत्रे कृष्णप्रिये रतिः ॥
वायोर्मलांशत्यागेन शेषंभागं तनौ नयेत् ॥ १८ ॥

**અર્થઃ**—નાના પ્રકારના મનોરથ કરીને પ્રભુના સ્વરૂપનું ધ્યાન કરવું. તેમ કરવાથી (ભાવાત્મક પ્રભુ બહાર ભાવનામાં પ્રગટ થઇને) દર્શન અને સ્પર્શ કરાવે છે. અને (ભકતોને અનુભવ થએલી એવી) ક્રિયા કે પ્રભુસાથે જવું, પ્રભુ સાથે વાતચીત કરવી, શ્રવણ કીર્તન વિગેરે સર્વ સિદ્ધ થાય છે. આવા ભગવાનના વહાલા ભક્ત ઉપર મોટા ભગવદીયો પણ પુત્ર બરોબર પ્રીતિ રાખે છે. અને (શરીરમાં રહેલો) વાયુ જેમ ખાધેલી વસ્તુના મલને બહાર કાઢી બાકી રહેલા ઉત્તમ પદાર્થને શરીરમાં જાડી દે છે. (તેવી રીતે નિરોધવાળો ભક્ત શુદ્ધ હોઇ સર્વ ઇન્દ્રિયો પ્રભુમાં રોકી દે છે).

**વિવેચન**—પ્રભુને ઉદ્ધાર કરવાની ઇચ્છા થાય ત્યારે સાધન મર્યાદામાં સર્વનો અંગીકાર કરે છે. આ સાધનમર્યાદામાં અંગીકાર કરાવેલાને તનુજા અને વિતજા સેવા કરવાની જરૂર છે અને માનસી ફલરૂપ છે. હવે આમાં પણ જેમનો પુષ્ટિમાર્ગમાં નિઃસાધનપણાથી સ્વીકાર કરવાની ઇચ્છા છે તેમનો અંગીકાર કરતાંજ પ્રભુમાં, અત્યંત પ્રેમ થઇ જાય છે. અને ભગવાનના સ્વરૂપની અભિલાષા થઇ જાયે છે પ્રભુની સાથે વાતચિતો કરવાની બોલવાના મનોરથ

થઇ જાય છે. આ પ્રમાણેના મનમાં મનોરથો કરતે કરતે મન પણ ભગવાનમાંજ સ્થિર થઇ જાય છે. ત્યારે સમજવું કે માનસીસેવા સિદ્ધ થઇ છે. હવે પછી ઉપર કહેલી સાધન સેવા કરવાની આ ભક્તને જરૂર રહેતી નથી પરંતુ તેને ભાવ દૃઢ કરવા સારૂં ગુણગાન કરવાની આજ્ઞા કરી છે. જુઓ ભાગવત " દાખલા તરીખે કુમારિકાઓને જ્યારે ભગવાનમાં પૂર્ણ ભાવ રૂપ થયો ત્યારે કુમારિકાઓ સાધન સર્વ પૂજા વિગેરે છોડીને ગુણગાન કરવામાંજ મંડી પડ્યાં હતાં.

( પરંતુ *સાધનમાર્ગમાંબ્રહ્મસંબંધ લીધા પછી સાધનરૂપ તનુજા અને વિત્તજા સેવા કરે ત્યારબાદ સ્નેહ થાય અને ભાવ ઉત્પન્ન થાય છે આ ઉત્પન્ન થએલા ભાવને દૃઢ કરવા સારૂ ગુણગાન કરવાની ખાસ જરૂર છે આ પ્રમાણે ગુણગાન કરતા કરતાં પ્રભુમાં આસક્તિ થાય અને આસક્તિ થયા પછી પ્રભુમાં વ્યસન સુધીની અવસ્થા આવે એટલે તેને ઘર ત્યાગ કરવાની જરૂર છે. ભક્તિ વિર્ધિનીમાં કહ્યું છે કે **तादृशस्यापि सततं गृहस्थानं विनाशकं ! त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥** દા. જે ભક્તનેભ ગવાનમાં વ્યસન સુધીની અવસ્થા પ્રાપ્ત થઇ છે તેવા ભક્તને ઘરમાં રહેવાથી તેના ભાવને નુકશાન આવે છે. માટે તેનો ત્યાગ કરીને પ્રભુમાં જ મન રાખીને ભાવને દૃઢ કરવાનો પ્રયત્ન કરવો. આપ્રમાણે કરતાં ભાવ દૃઢ થયા પછી પ્રભુના પ્રગટ દર્શનની અભિલાષા થાય છે. ત્યારે વિરહભાવ ઉત્પન્ન

---

* આ સાધનમાર્ગ શબ્દથી બીજા પૂજામાર્ગ કે જ્ઞાનમાર્ગ વિગેરે કંઇ પણ સમજવાના નથી પરંતુ બ્રહ્મસંબંધ લીધા પછી તનુજા અને વિત્તજા રૂપી સાધન સેવાઓ કરવી પડે છે. તેજ સાધનાવસ્થા શબ્દથી સાધનમાર્ગ કહેલા છે.

થાય છે. આ વિરહથી અત્યંત દુઃખ થાય છે. તે દુઃખને સહન કરવા સારૂં ગુણગાન કરવાની ખાસ જરૂર છે.

આ પ્રમાણે વિરહદુઃખ સુધીની અવસ્થાથી પુષ્ટિમાર્ગ (કૃપામાર્ગ)માં અંગીકાર થયો એમ કહી શકાય. કેમકે પ્રભુવિરહ એ ભગવાનની પૂર્ણકૃપા શીવાય કદાપિ ઉત્પન્ન થતોજ નથી. આ વાત સંન્યાસનિર્ણયમાં વિશેષ વર્ણનથી કરી છે. વિરહભાવથી પ્રભુ સાથે બોલવાનો મનોરથ પ્રભુસાથે ગમન કરવાનો, પ્રભુ સાથે ક્રીડા કરવાનો પ્રભુ સાથેજ સર્વવ્યવહાર કરવાનો મનોરથ કરીને પ્રભુના સ્વરૂપનું ધ્યાન કરવું, ધ્યાન જે લીલાવાળા સ્વરૂપમાં વિશેષ પ્રેમ હોય તેનું ધ્યાન કરવું. આ પ્રમાણે ધ્યાન કરતાં બહુજ વિરહ દુઃખ ઉત્પન્ન થાય છે તે વિરહ દુઃખસહન કરવા સારૂં, અને ભાવદૃઢ થવા ગુણગાન કરવાની જરૂર છે.

શંકા—પ્રભુના સ્વરૂપનું ધ્યાન કરવું એવું જે કહ્યું તે જ્ઞાનમાર્ગમાં પણ છે. ત્યારે આપણા ભક્તિમાર્ગમાં જે ધ્યાન થાય છે તેમાં વિશેષ શું છે ?

**સમાધાન—ભકિતમાર્ગ**માં તો ઉપર કહી ગયા કે વિરહવાળા ભક્તને ભગવાનની સાથે બોલવા ( આલાપ ) વિગેરે મનોરથો થાય છે. ત્યારે ધ્યાન કરવાનું કહ્યું છે. અર્થાત્ સમજવાનું કે આ વિરહદશાએ તો ફલરૂપ અવસ્થા છે અને તેમાં ધ્યાન કરવાનું કહ્યું છે. અને આનાથીજ ભગવાનની સાથે:સ્પર્શ—દર્શન—વાતચિત વિગેરે સર્વ ઉત્તમ લીલાસ્વાદરૂપી ફલ મળે છે. **જ્ઞાનમાર્ગમાં** તો ધ્યાન ફલાવસ્થામાં નથી, એટલુંજ નહિ પરંતુ તેમને ઉપર કહેલું ભગવાનની સાથે બોલવું રમણ કરવું, દર્શન કરવું, વિગેરે લીલાસ્વાદનો કે કણાનો પણ અનુભવ થતોજ નથી. આપણે સંન્યાસ નિર્ણયમાં પણ કહી ગયા કે જ્ઞાનીનો અક્ષરબ્રહ્મમાંલયજ થાય છે તેમને લીલામૃતનું પાન થતું

જ નથી. માટે ભક્તિમાર્ગીય ધ્યાન સર્વ કરતાં અધિક અને સર્વથી ઉત્તમ છે.

જો કે એક એવો નિયમ છે કે, ભગવાનની કૃપા તો મોટા પુરૂષો ભગવદીયો કૃપા કરે ત્યારેજ થાય છે. ત્યાર વિના થતી નથી આ નિયમને અનુસરીને સોળમા શ્લોકમાં કહેવા મુજબ પૂર્ણ ભાવવાળા જે ઉત્તમ ભગવદીયો છે તે ભગવદીયો ભગવનના વહાલા વિરહીભકત ઉપર પુત્ર બરોબર પ્રેમ રાખે છે. અને આ ભક્ત ઉપર કૃપા કરીને ભાવનું દાન આપે છે. આ પ્રમાણે તે ગોપીજનો જેમ ભાવ આપનારી હોવાથી સંન્યાસ નિર્ણયમાં ગુરૂ તરીખે કહેલા છે. તેવી રીતે આ ભગવદીયો તે વિરહી ભક્તને ભાવ આપનારી હોવાથી ગુરૂ રૂપે છે. તેથી પુત્ર જેવો ભાવ રાખે એ સ્વાભાવિકજ છે. અને જેમ પુત્રને દુઃખ દેખતાં તેના દુઃખની નિવૃત્તિ કરે છે તેવી રીતે આ પણ તેના દુઃખની નિવૃત્તિ કરવા તૈયાર થાય છે. આ ઉપરથી સૂચના થાય છે કે, જે પૂર્ણ ભાવવાળા ભગવદીયો ભગવાનના ભાવનું દાન કરનારા હોય તેમને માતાપિતા સમાન માનવા જોઇએ.

હવે એક ગૂઢ વિચારથી અનુમાન એવું થાય છે કે ભગવાન જેવી રીતે મહા પ્રભુજીને વિષે વિલાસ આનંદ. કે પ્રીતિવાળા થાય છે, અને શ્રીસ્વામિનીજીનું પ્રિયપણું મહાપ્રભુજી ઉપર રાખે છે તેવી રીતે બીજા કોઇ ઉપર નથી. માટે શ્રીમહાપ્રભુજીનું ભાવ મધ્યપાતિપણું સર્વથી ઉત્તમ છે, એ વાત સ્પષ્ટ છે. માટે મહાપ્રભુજીનો એવો અભિપ્રાય છે કે. "હું પ્રભુને પ્રિય છું. અને પુત્ર ઉપર જેવી પ્રીતિ છે, તેવી વ્રજભક્તાની મારા ઉપર પ્રીતિ છે" આ ઉપરથી તેમના અન્તર્ગતપણું હોવાથી હાલના જીવોને શ્રીમહાપ્રભુ-

જીની કૃપાથીજ પ્રભુનું પ્રિયપણું થશે, એવો સારાંશ નિકળે છે. આ પ્રમાણે શ્રી મહાપ્રભુજી કૃપાથી જે ભાવ થાય છે. તે ભાવ જેમ વાયુ ભોજન કરેલા પદાર્થના મલને બહાર કાઢી નાંખી, શુદ્ધ કરી બાકીના ચોખ્ખા રહેલા પદાર્થોને શરીરની અંદર મેળવી દે છે. તેવી રીતે મહાપ્રભુજીની કૃપાથી થએલો ભાવ તે સમગ્ર પ્રાકૃત અંશોને દૂર કરીને અલૌકિક સાક્ષાત ભગવદાત્મક વિષયોમાં ઇન્દ્રિયોને જોડાઇ દે છે. અને નિરોધ કરાવે છે. માટે આ ગુઢ રહસ્યથી સમજવાનું કે શ્રી પ્રભુને વહાલા શ્રી મહાપ્રભુજીને શરણે જઇ તેમની કૃપા મેળવવી કે જેથી પ્રભુમાં આપણી સર્વ ઇન્દ્રિયો જોડાય. અને તેવો નિરોધ થાય. માટે શ્રીવલ્લભકૃપા મેળવવી એજ મહાન્ કર્તવ્ય છે. ॥ ૧૮ ॥

**શંકા—ઇન્દ્રિયોનો એવો સ્વભાવ હોય છે કે પોતાના કાર્યમાં પોતાની મેળેજ જોડાઈ જાય છે. ત્યારે તે ઇન્દ્રિયોનો ભાવ પ્રભુમાં શી રીતે જોડાય ? આ શંકાનું સમાધાન કરે છે.**

**मूलम्**—यस्य वा भगवत्कार्यं यदास्पष्टं न दृश्यते ।
तदा विनिग्रहस्तस्य कर्तव्य इति निश्चयः ॥ १९ ॥

**અર્થ**—જે જે ઇન્દ્રિયથી ભગવત્કાર્ય સ્પષ્ટ જુદા જોવામાં ન આવે તે તે ઇન્દ્રિયોનો નિગ્રહ કરી (કબજે રાખી) પ્રભુમાં જોડવી. એવો નિશ્ચય છે.

**વિવેચન**—ગીતાજીમાં અર્જુને કહ્યું છે. ઇન્દ્રિયોના અધિપતિ એવા મનને કબજે કરવું, એ વાયુની માફક બહુ મુશ્કેલ છે. તેના જવાબમાં ભગવાને કહ્યું કે–પ્રભુમાં તે તે ઇન્દ્રિયો યોજવી અને મનને પણ ભગવાનમાં યોજવું, તેમ આ સર્વ ભગવાનનું છે તેમાં મારે

અહંતા મમતા કરવા યોગ્ય નથી. એવું સમજી તેમાં વેરાગ્ય લાવવો અને ભગવાનના ગુણુગાનમાં તત્પર રહી લૌકિક સર્વ વસ્તુનો ત્યાગ કરવો, આ પ્રમાણે ગુણુગાન કરવાથી સર્વ ઇન્દ્રિયો ભગવાનમાં યોજાશે. ॥૧૯॥

માટે ગુણુગાન એજ સર્વથી ઉત્તમ છે એવું બતાવી ઉપસંહાર કરે છે.

मूलम्—नातः परतरो मन्त्रो नातः परतरस्तवः ।

नातः परतरा विद्या तीर्थं नातः परात्परं ॥ २० ॥

અર્થ—માટે ગુણુગાનથી બીજો શ્રેષ્ઠ મંત્ર નથી. ગુણુગાનથી બીજું શ્રેષ્ટસ્તોત્રથી. ગુણુગાનથી બીજું શ્રેષ્ટ વિદ્યાથી, તથા ગુણુગાનથી શ્રેષ્ટ બીજાં તીર્થ નથી. માટે ગુણુગાનજ સર્વથી શ્રેષ્ટ છે.

વિવેચન—મંત્ર વિગેરે જે ઉપર બતાવ્યાં છે. તે સઘળાં લૌકિક ફ્લને આપનારાં છે ગુણુગાનની માફક શ્રીકૃષ્ણુના અલૌકિક સર્વથી વિલક્ષણુ લીલામૃતનો સ્વાદ આપનાર નથી. માટે ગુણુગાનજ સર્વ રીતે શ્રેષ્ટપદ ધરાવે છે કે જે ગુણુગાનથી પ્રભુમાં સર્વ ઇન્દ્રિયોનો નિરોધ થઇ જાય છે અને પ્રભુનીજ માનસીસેવા પ્રાપ્ત થાય છે ગુણુગાનથીજ સર્વ વાત સિદ્ધ થાય છે. માટે જલભેદમાં બતાવેલા ઉત્તમ ભગવદીયો સાથે સંગ કરી પ્રભુનું ગુણુગાન કરવું એજ સર્વ રીતે ઉત્તમ છે.

## इति श्रीमदाचार्यविरचितम् निरोधलक्षणम् समाप्तिमगमत्

---

नमः श्रीकृष्णाय

# "શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ રચેલો"

# " सेवाफलग्रंथ. "



---

આ સેવાફલગ્રંથ ઉપર શ્રીમહાપ્રભુજીએ સેવાફલ વિવરણ નામનું સાહિત્ય કર્યું છે. તેના આશયો આ ટીકાના વિવેચનમાં બતાવવામાં આવ્યા છે સિદ્ધાન્તમુક્તાવલીમાં શ્રીમહાપ્રભુજીએ સેવા ત્રણ પ્રકારની કહેલી છે. અને તેમાં માનસી સેવા ઉત્તમ કહી છે. ત્યાં આગળ સેવા શબ્દનું અને સેવાના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. (માટે ત્યાં આગળ જોવું) આપણા માર્ગમાં જે સેવા સ્વતંત્ર પુરૂષાર્થરૂપ છે તે સેવાનું નિરૂપણ આ ગ્રંથમાં કર્યું છે.—શંકા, જ્યારે સેવાને સ્વતંત્ર પુરૂષાર્થ રૂપ માને છે ત્યારે સેવા શીવાય બીજા ફલની અપેક્ષા રહેતી નથી, ત્યારે આ ગ્રંથમાં સેવાનું ફલ બતાવવાની શી જરૂર છે.? એવી શંકા થાય ત્યાં સમાધાન કરે છે કે, જીવન પર્યંત જે સેવા કરી હોય તે સેવાથી દેહાન્તમાં જે ગતિ થાય તે સેવાનું ફલ છે, આ ગતિરૂપી ફલ બતાવવા ગ્રંથની જરૂર છે વળી આજના સમયમાં સેવારૂપી ભજનમાં જે સર્વોત્તમભાવ થાય છે, અને

આ સર્વોત્તમભાવથી જે ઉત્તમોત્તમ ભજનાનન્દરૂપી ફ્લ મળે છે તે ભજનાનન્દ ફ્લ કંઇ સેવાથી જૂદો નથી. માટે સ્વતંત્ર પુરૂષાર્થ રૂપ સેવાથી ( ભજન ) નું ફ્લ ભજનાનન્દજ છે બીજું છેજ નહિ. કારણ કે **मरणे या मतिः सा गतिः** મરણમાં જેમતિ તે જગતિ છે. માટે સેવા ( ભજન )નું ફળ ભજનાનન્દજ છે. બીજું કંઇ પણ છેજ નહિ. એવું આ શ્લોકથી બતાવે છે.

**मूलम्—यादृशी सेवना प्रोक्ता तत्सिद्धौ फलमुच्यते ॥**
**अलौकिकस्य दाने हि चाद्यः सिद्धयेन्मनोरथः ॥ १ ॥**
**फलं वात्यधिकारो वा न कालात्र नियामकः ॥**

**અર્થ**—( શ્રી મહાપ્રભુએ ) જેવી સેવા કહી છે તેવી સેવા સિદ્ધ થાય ત્યારે તેનું ફ્લ પ્રાપ્ત થાય છે. જ્યારે ભગવાન્ અલૌકિકનું દાન કરે છે જયારે મુખ્ય ફ્લ રૂપ મનોરથ સિદ્ધ થાય છે. ફ્લ સિદ્ધ થવામાં કે અધિકાર સિદ્ધ કરવામાં કંઈ પણ કાલનો નિયમ નથી. અર્થાત્ અમુક વખતમાં થાય એવો નિયમ નથી.

**વિવેચન**—સેવાફ્લ વિવરણમાં ભગવાન કહે છે કે સેવામાં ત્રણ ફ્લ છે. ૧ અલૌકિક સામર્થ્ય. ૨. સાયુજ્ય, ૩ વૈકુંઠ વિગેરેમાં સેવા પરોગી દેહ. આ પ્રમાણે ત્રણ પ્રકારનાં ફ્લ મળે છે. શ્રી મહા પ્રભુજી એ જે વ્રજભક્તના જેવા ભાવપૂર્વક ભગવાનની સેવા કરવાની આજ્ઞા કરી છે. તે પ્રમાણે જીવન પર્યંત ભગવાનની સેવા કરવી જોઇએ ત્યારે ફ્લ થાય છે—ભક્તિવર્દ્ધિની ગ્રંથમાં કહ્યું છે. **સેવાયાં યા**

**कथायां वा यस्यासक्तिर्दृढा भवेत्** ॥ " જીવતા સુધી ભગવાનની સેવામાં કે કથામાં જેમની દ્રઢ આસક્તિ થાય છે. તેઓનો કોઇ દેશમાં કાલમાં નાશ નથી આ પ્રમાણે જીવન પર્યંત તેમને સેવા કરવાની કહી છે. આ પ્રમાણે સેવા કરતાં ત્રણ ફલ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે, કેમકે ભક્તિમાર્ગમાં પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા એવા ત્રણ ભેદથી ભગવાન્ જીવનો અંગીકાર કરે છે. આ અધિકારના નિયમ પ્રમાણે સેવા ત્રણ પ્રકારની છે. અને ફલ પણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે તેમાં **પહેલાં પુષ્ટિ સેવકોના ફલ કહે છે;** જે અલૌકિક સામર્થ્ય છે તે કેવલ સર્વાત્મભાવથી પ્રાપ્ત થાય એવો ભજનાનન્દ છે. આભજનાનન્દનો અનુભવ થાય તેજ ઉત્તમોત્તમ ફલ છે, આ ફલ કરોડો સાધન કરો તો પણ મળનાર નથી કેવલ ભગવાનની કૃપાથીજ મળે છે. આ કૃપાથી જે ભક્ત જનાનન્દનો અધિકાર થાય છે, તે અલૌકિક સામર્થ્ય કહેવાય છે. આ ભજનાનન્દરૂપી અલૌકિક સામર્થ્ય વ્રજભક્તને પ્રાપ્ત થયું હતું.

**૨ બીજું ફલ સાયુજ્ય કહ્યું** છે. મર્યાદામાં જેમનો અંગીકાર કર્યો છે. તેમને પુરૂષોત્તમનું સાયુજ્ય મળે છે. આ પુરૂષોત્તમનુ સાયુજ્ય જ્ઞાનીના અક્ષર બ્રહ્મના સાયુજ્ય કરતાં ઘણે દરજે ઉત્તમ છે. અક્ષર સાયુજ્યતો કેવલ મર્યાદામાં જેમનો સ્વીકાર કર્યો હોય તેઓને છે. પુરૂષોત્તમ સાયુજ્યવાળાને તો સમય આવે બહાર પ્રગટ કરે છે. અને ભજનાનન્દનો અનુભવ પણ કરાવે છે. જેમ અન્તર્ગૃહગતા ગોપીજનોને ભગવાને સાયુજ્યદાન કર્યું હતું–પરંતુ જ્યારે તેઓની સાથે રમણ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તેઓને બહાર પ્રગટ કરી રમણદ્વારા ભજનાનન્દનું દાન કરે છે. અને પુનઃ સાયુજ્ય પ્રાપ્ત કરાવે છે આ પ્રમાણે પુરૂષોત્તમ સાયુજ્ય જ્ઞાનીના અક્ષર બ્રહ્મના સાયુજ્ય કરતાં ઉત્તમછે.

**હવે ત્રીજુ વૈકુંઠમાં સેવોપયોગી દેહ વિષે કહે છે,** જેના પ્રવાહમાં અંગીકાર કર્યો હોય તેને તેવું ફલ થાય છે. આ અક્ષરાત્મક વ્યાપી વૈકુંઠ કે રમાવૈકુંઠમાં સેવોપયોગી દેહની પ્રાપ્તિ થાય છે. આ પ્રવાહ **પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ**માં જણાવેલા સામાન્ય સૃષ્ટિ પ્રવાહ ન જાણવો. પરંતુ પુષ્ટિમિશ્ર આ પ્રવાહ હોવાથી આવું સેવોપયોગી દેહ રૂપી ઉત્તમ ફલ મળે છે. પરંતુ પુષ્ટિ અને ભગવદિચ્છાથી થાય ત્યારે મર્યાદામાં જે અલૌકિક ભજનાનંદ ફલ મળે છે, તે પ્રવાહમાં મળતું નથી.

ઉપર કહેલા પહેલા ફલ અને અધિકારને મેળવવામાં કાલનો નિયમ નથી કે અમુક વખતેજ પ્રાપ્ત થાય, તેતો કૃપાને આધીનજ છે.

**હવે સેવામાં ત્રણ પ્રતિબંધ થાય છે તે ગણાવે છે.**

**मूलम्—उद्वेगः प्रतिबन्धोः वा भोगो वा स्यात्तु बाधकम् ॥ २ ॥**

અર્થ—ઉદ્વેગ, અડચણો, અને ભોગ આ ત્રણ સેવામાં બાધક છે.

## મહા પ્રભુજીનું વિવરણ.

**सेवायां प्रतिबन्धकत्रयम् उद्वेगः प्रतिबन्धो वा भोगो वा त्रयाणां साधनपरित्यागः कर्त्तव्यः। भोगो द्विविधो लौकिकोऽलौकिकश्च॥ तत्र लौकिकस्त्याज्यएव । प्रतिबन्धोपि द्विविधः साधारणो भगवत् कृतश्च तत्राद्यो बुद्ध्या त्याज्यः ॥**

**વિવેચન—૧ સેવામાં પહેલો બાધ કરનાર ઉદ્વેગ છે—** મનમાં જ્યારે ઉદ્વેગ થાય છે ત્યારે સેવામાં ચિત્ત રહેતું નથી. માટે મનમાં ઉદ્વેગ રાખવો નહિ. ઉદ્વેગ રહે તો ભગવાનમાં ચિત્ત પરોવવા રૂપી માનસી સેવા સિદ્ધ થતી નથી. અને ઉત્તમ ફલ પણ મળતું નથી. માટે ઉદ્વેગ થવામાં જે જે કારણો હોય તે તે કારણોનો ત્યાગ કરવો.

**૨ બીજો બાધ કરનાર પ્રતિબંધ (અડચણો)** છે તે સામાન્ય અને ભગવાનનો કરેલો સામાન્ય હોય તો તેનો ત્યાગ કરવો. ભગવાન્ સંબંધી હોય તો ત્રીજા શ્લોકમાં કહ્યા પ્રમાણે વર્તવું.

**૩ ત્રીજો બાધ કરનાર ભોગ** છે.—તે બે પ્રકારનો છે, લૌકિક અને અલૌકિક. લૌકિક સાધારણ ભોગોમાં ચિત્ત પરોવાય તો ભગવાન્માં ચિત્ત રહેતું નથી, સેવા બની શકતી નથી. આ ત્રણ પ્રકારના પ્રતિબંધો (બાધ કરનારા) છે. અલૌકિક ભગવાનથી થએલા હોય તો ત્યાગ થઇ શકતો નથી. પરંતુ લૌકિક સાધારણ હોય તો બુદ્ધિથી ત્યાગ કરી દેવા જોઇએ, એવી આજ્ઞા છે. આ ત્રણે પ્રતિબંધોના કારણરૂપ જે કંઇ હોય તે ત્યાગ કરવું. અર્થાત્ જેનાથી ઉદ્વેગ થતો હોય જેનાથી અડચણો આવતી હોય, જેનાથી લૌકિક ભોગમાં પ્રીતિ થતી હોય તેનો ત્યાગ કરવો.

**શંકા**—સાધારણ પ્રતિબંધો હોય તો ત્યાગ થઇ શકે પરંતુ વિવાહ વિગેરે લૌકિક કે વેદની આજ્ઞાવાળા પ્રતિબંધો આવી પડે તો શું કરવું ?

**સમાધાન**—સેવામાં બાધરૂપ આવતા લૌકિક કે વૈદિક ભગવાનથી નહિ થએલા એવા પ્રતિબન્ધો સેવાના બાકીના વખતમાં કરવા. પરંતુ તેમાં જરા પણ આસક્તિ ન રાખવી. અને સેવામાં જરા પણ અડચણ ન થાય એવી રીતે કરવા. અને તે કરતાં મન ભગવાન્માંજ રાખવું. ॥ ૨ ॥

આ પ્રમાણે સાધારણ પ્રતિબંધો બતાવી ભગવાનથી થએલા પ્રતિબંધોનું નિરૂપણ કરે છે.

**મૂલમ્**—अकर्तव्यं भगवतः सर्वथा चेद्गतिर्न हि ।
यथा वा तत्वनिर्धारो विवेकः साधनं मतम् ॥ ३ ॥

**અર્થ**—ભગવાનને ઉત્તમ ગતિ આપવાની ઇચ્છા ન હોય તો ઉત્તમ ગતિ થતીજ નથી, ( આવી રીતે ગતિ ન

થાય) ત્યારે તો જેવી રીતે તત્વનો નિર્ધાર (નિશ્ચય) થાય તેવી રીતે વિવેક રાખવો એજ સાધન કહ્યું છે.

**વિવેચન**—જે જીવ ભગવાનને ભક્તિથી બહુજ વહાલો થયો હોય તેના ઉપર દ્વેષ વિગેરે કરવામાં આવે તો ભગવાન્ સેવામાં પ્રતિબંધ કરે છે તે ભગવાને કરેલો પ્રતિબંધ કહેવાય છે. ભગવાન્ સર્વ રીતે સમર્થ છે. જેની પાસે સેવા કરાવવા ઇચ્છા હોતી નથી તેઓને હમેશાં ફલનો અભાવ જાણવો. આ ભગવાન તરફથી ફલનો અભાવ થાય ત્યારે બીજા દેવની સેવા કરીશું? એવું ન માનવું. કેમકે સર્વે દેવો ભગવાનની આજ્ઞા પ્રમાણેજ વર્તે છે. ભગવાનની ઇચ્છાનેજ આધીન છે. માટે બીજા દેવો પણ ફલ આપી શકતા નથી. માટે તે જીવ આસુરી છે એમ માનવું. જે જીવ આસુર થયો હોય છે તે ભક્તનો દ્વેષ વિગેરે કરે છે. સેવા વિગેરે કરતો હોય પરંતુ ભગવદીયો ઉપર દ્વેષ રાખે ત્યારે જાણવું કે આ જીવ આસુર છે. માટે તેનો સંગ પણ કરવો નહિ.

હવે સેવામાં ભગવાનનો પ્રતિબંધ થયો છે તેવું જાણી શોક થાય છે. તે શોક ન થાય તેટલા સારૂ ઉપાય બતાવે છે કે જે પ્રકારના જ્ઞાનથી શોક નાશ થાય તેવા પ્રકારનું જ્ઞાન રાખવું. એજ સાધન છે. આ જ્ઞાનથી સમજવું કે આ જગત્ બ્રહ્મરૂપ છે. હું કોણ છું? સાધન કોણ છે? ફલ શું છે? દાતા કોણ? ભોકતા કોણ છે? વિગેરે તત્વોનો વિચાર કરી સ્થિર કરવા. માટે વિવરણમાં કહે છે. શોકના અભાવ સારૂ જ્ઞાનમાર્ગમાં રહેવું. જ્ઞાનમાર્ગમાં પણ ફલનો એક વિચાર છે કે આસુર જીવ બે પ્રકારના છે. આવેશી અને સહજ. તેમાં આવેશી છે તે તો, જ્યારે આવેશ બંધ થાય છે ત્યારે ભકતદ્વેષ કરતા બંધ થાય છે અને જ્ઞાનથી અક્ષર બ્રહ્મમાં લયરૂપી ફલ મેળવે છે. પરંતુ જે સહજ આસુર હોય છે. તેતો સર્વદા ભક્ત ઉપર દ્વેષ કર્યાંજ કરે છે.

તે તો જ્ઞાનમાર્ગમાં સ્થિત કરે તોપણ અક્ષરબ્રહ્મનું ફલ મળતું નથી પરંતુ તે આત્મનિવેદનથી શરણે આવેલો છે તેથી તેને શોકનો અભાવ રૂપ ફલ થાય છે. પરંતુ આસુર હોવાથી ઉત્તમ ફલ મળતું નથી. ॥ ૩ ॥

**હવે ભોગરૂપી બાધકની સમજુતી આપે છે.**

**मूलम्—बाधकानां परित्यागो भोगेऽप्येकं तथापरम् ॥**

**निष्प्रत्यूहं महान्भोगः प्रथमे विशते सदा ॥ ४ ॥**

અર્થ—ત્રણે બાધકનો ત્યાગ કરવો. તેમાં ભોગ જે બાધક છે તેમાં એક લૌકિક ભોગ બાધક છે. બીજો અલૌકિક ભોગ ફલરૂપ છે. અને નિર્વિઘ્ન મહાન જે ઉત્તમ ભોગ છે. તેનો અલૌકિક ભોગમાં સમાવેશ થાય છે.

**વિવેચન**—આ ત્રણ પ્રતિબંધોમાં જે ભગવાનના કરેલા છે તે પ્રતિબંધોનો ત્યાગ કરી શકાતો નથી. પરંતુ જે બીજા લૌકિક પ્રતિબંધો છે તેનો ત્યાગ કરવો જોઇએ.

હવે લૌકિક ભોગ અને અલૌકિક ભોગની સમાનતા નથી એવું બતાવે છે. અલૌકિક ભોગમાં અલૌકિક સામર્થ્યરૂપ ભગવત્ સ્વરૂપના અનુભવ પૂર્વક ભજનાનન્દરૂપી ઉત્તમ ફલ મળે છે, તેમાં કોઇ પ્રકારે વિઘ્ન આવતું નથી. **हरिरत्र न शक्नोति कर्तुंबाधां कुतोपरे** (સંન્યાસ નિર્ણય) ભગવાન્ પણ આ ભક્તના ભોગમાં બાધ કરવા સમર્થ નથી તો બીજા કયાંથી કરી શકે. માટે આ અલૌકિક ભોગ સાધનથી ફલથી અને સ્વરૂપથી દરેક રીતે મોટો છે. લૌકિક ભોગમાં રોગ વિગેરે થવા સંભવ રહે છે. અને તેમાં અનેક રીતે અડચણો આવે છે. માટે લૌકિક ભોગનો ત્યાગ કરવો કેમકે લૌકિક ભોગથી તો સેવામાં વિઘ્ન આવે છે. અને ભ્રષ્ટ થાય છે. માટે વિષયાનન્દ અને ભજનાનન્દમાં જેમ વિષયાનન્દ હલકો નકામો અને ત્યાગ કરી દેવા જેવો છે, તેવી રીતે લૌકિક ભોગ ત્યાગ કરવા જેવો છે. ॥ ૪ ॥

હવે લૌકિક ભોગ અને સાધારણ પ્રતિબંધ એ બેનો ત્યાગ કરવો એવું પ્રતિપાદન કરે છે. અને તેમનું સ્વરૂપ બતાવે છે.

**मूलम्—सविघ्नोऽल्पो घातकः स्याद्बलादेतौ सदा मतौ ॥**
**द्वितीये सर्वथा चिन्ता त्याज्या संसारनिश्चयात् ॥ ९ ॥**

**અર્થ**—લૌકિક ભોગ વિઘ્નવાળો, તથા અલ્પ અને સાધારણ પ્રતિબંધ બળાત્કારથી સેવામાં વિઘ્ન કરનાર છે, એવા બન્ને પ્રતિબંધો છે. ( તેમનો ત્યાગ કરવો ) પરંતુ બીજો ભગવાનથી કરાયેલો પ્રતિબંધ હોય તો સંસાર જ પ્રાપ્ત થાય છે, માટે મોટું ફલ મેળવવા સારૂં ચિન્તા ન કરવી.

**વિવેચન**—લૌકિક ભોગમાં પીડાઓ તથા અનેક પ્રકારનાં વિઘ્નો થાય છે. અને સ્વરૂપથી ફલથી અને સાધનથી ફલ અલ્પ છે. તમે સાધારણ પ્રતિબંધ ( અડચણો ) પણ સેવાસમયમાં બાધ રૂપે થાય છે. અને ફલમાં પણ બાધ કરનારા છે, માટે તેમનો ત્યાગ કરવો જોઈએ.

હવે ભગવાને કરેલો પ્રતિબંધ ત્યાગ કરી શકાય એમ નથી. અને જ્ઞાનમાર્ગની સ્થિતિમાં અધિકાર પણ ન હોય એવા મંદમતિને સંસારજ પ્રાપ્ત થાય છે, માટે બીજો ભગવાને કરેલો જે પ્રતિબંધ છે તેનાથી તો સર્વ રીતે ભગવાનથી અને બીજા દેવોથી પણ ફલનો અભાવ થાય છે. માટે તેને તો અહંતા મમતાત્મક સંસારજ ફલ રૂપે મળે છે તેને ઉત્તમ ફલ નથી.

**સારાંશ કે**—લૌકિક ભોગ ત્યાગ કરવો અને તે ત્યાગ થઈ શકે છે. અલૌકિક ભોગ ઉત્તમ છે તે પ્રભુ ઇચ્છાથી મળે છે. લૌકિક પ્રતિબંધ (અડચણો)નો ત્યાગ કરવો અને તેનો ત્યાગ થઈ શકે છે. અલૌકિક ભગવાને કરેલો પ્રતિબંધ (અડચણ) તે ત્યાગ થઇ શકતો નથી. અને તેનું અધમ ફલ સંસારજ પ્રાપ્ત થાય છે.

હવે ઉદ્વેગરૂપ પ્રથમ પ્રતિબંધ થવાથી જો ફલનો અભાવ થાય તો ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી. એવું નિરૂપણ કરે છે.

**મૂલમ્—નન્વાદ્યે દાતૃતા નાસ્તિ તૃતીયે બાધકં ગૃહમ્ ॥**
**અવશ્યેયં સદા ભાવ્યા સર્વમન્યન્મનો ભ્રમઃ ॥ ૩ ॥**

અર્થ—પહેલો શ્રી ભગવાને કરેલો પ્રતિબંધ હોય તો શ્રી ભગવાનને ઉત્તમ ફલ આપવાની ઇચ્છા નથી. એવું જાણવું. અને જે ત્રીજો પ્રતિબંધ જે લૌકિક ભોગ છે. તેને છોડવા સારૂ ગૃહત્યાગ કરવાની જરૂર છે. આ પ્રમાણે સેવામાં આવતા પ્રતિબંધો અને ફલ (જે બતાવવામાં આવ્યા) છે તે જરૂર વિચારવા જોઇએ. આ શીવાય બાકીનું ભ્રમ છે.

વિવરણમાં આજ્ઞા કરી છે કે—**આદ્યફલાભાવે ભગવતો દાતૃત્વં નાસ્તિ** જ્યારે પહેલો પ્રતિબંધ જે ઉદ્વેગ છે તે જો ભગવાન્ તરફથી થાયતો ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી એમ માનવું. અને **તદા સેવા નાધિદૈવિકીતિ ઉક્તં ભવતિ** ત્યારે આધિદૈવિકી સેવા પ્રાપ્ત થતી નથી. **ભોગાભાવસ્તદૈવ સિદ્ધ્યતિ યદા ગૃહપરિત્યાગઃ કર્તવ્યઃ।** તેમ જ્યારે ઘરનો ત્યાગ કરે ત્યારેજ લૌકિક ભોગનો ત્યાગ થઇ શકે છે માટે લાકિક ભોગ જો સેવામાં બાધક હોય તો ગૃહનો ત્યાગ કરવો.

૧ આ પ્રમાણે મહા પ્રભુજીએ આ શ્લોક ઉપર સ્પષ્ટિકરણ કર્યું છે તે વિચારોનું પુનઃ મનન કરીએ. ભગવાન્ જોકે સર્વના અન્તઃકરણમાં સંબંધવાળા છે તોપણ ચિત્તમાં ઉદ્વેગ રૂપી બાધ કરે તો સેવામાં ચિત્ત ન રહે અને સેવાને આધિદૈવિકપણું થતું નથી. અર્થાત્ ઉત્તમ ફલનો અભાવ થાય છે. ત્યારે ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી. એમ જાણવું.

૨ અલૌકિક ભોગની વાતતો ચોથા શ્લોકમાં કહી ગયા. હવે લૌકિક ભોગ થાયતો સેવામાં અડચણ આવે માટે તેને ત્યાગ કરવો જોઇએ તો તેના ઉપાયમાં મહાપ્રભુજી કહે છે કે ઘર છોડી દેવું જયાં સુધી ઘરમાં રહે ત્યાં સુધી લૌકિક ભોગ જતો નથી. નિબંધમાં કહે છે કે **गृहं सर्वात्मना त्याज्यं** "ગૃહનો ત્યાગ કરવો ત્યાગ ન થઇ શકે તો શ્રી કૃષ્ણમાં તેને યોજવું" આ પ્રમાણે ત્રણ ફલ અને ત્રણ પ્રતિબંધો જે કહેવામાં આવ્યા તેનો હમેશાં વિચાર કરવો. કે જેથી સેવામાં કંઇ બાધકો ન આવે. આ શીવાય બીજા પ્રતિબંધો ભક્તિમાર્ગમાં નથી. બીજા પ્રતિબંધના વિચારો કરવા એ ભ્રમ છે. ॥ ૬ ॥

**શંકા**—જે દેહ, પ્રાણ, આત્મા વિગેરે સર્વ પ્રભુજીને અર્પણ કરી શરણે આવેલાને આ પ્રતિબંધો ન થવા જોઇએ, કારણ કે તેમને ફલ રૂપ ભગવાનનો સંબંધ છે માટે તમે તેમને વાસ્તે આ ફલ અને બાધકોનું સ્વરૂપ બતાવ્યું એ કેમ વ્યર્થ ન કહેવાય? એવી શંકા સમાધાન કરે છે.

**मूलम्—तदीयैरपि तत्कार्यं पुष्टौ नैव विलंबयेत् ॥**

**गुणक्षोभोऽपि द्रष्टव्यमेतदेवेति मे मतिः ॥ ७ ॥**

**અર્થ**—જેમણે કેવલ બ્રહ્મસંબંધ કર્યો છે તેટલાનેજ આ બાધકો કહેલા છે પરંતુ જેઓને પુષ્ટિમાં (અંગીકાર થયો) છે. તેમને ફલ આપવામાં પ્રભુ વિલંબ કરતા નથી. (સાત્વિક વિગેરે) ગુણોને લીધે (ચિત્તમાં) જે ક્ષોભ થાય (ત્યારે ફલમાં વિલંબ થાય છે.) અને તેની નિવૃત્તિ ને સારૂં બીજું કંઈ પણ સાધન ન માનવું.

**વિવેચન**—જેમણે બ્રહ્મ સંબંધ લીધા છે પરંતુ પુષ્ટિમાં જેમનો અંગીકાર થયો નથી. અર્થાત્ ઉત્તમ પ્રેમાવસ્થા સુધી પહોંચ્યા નથી. તેઓને આ બાધ થાય છે. પરંતુ જેઓને પુષ્ટિ સ્વીકારથી પ્રભુની આ-

સક્તિ કે વ્યસન સુધીની પ્રભુએ કૃપા કરી સ્થિતિ કરી હોય તો તેઓને ફલમાં વિલંબ થતો નથી. એવો આશય છે. વળી આધુનિક જીવોનો પુષ્ટિમર્યાદામાં અંગીકાર હોવાથી આ પ્રતિબંધો આવે છે. પુષ્ટિમાંજ સ્વીકાર થએલાને આ બાધો નથી. સત્વ વિગેરે ગુણોને લીધે ચિત્તમાં ક્ષોભ થાય તો પ્રતિબંધ છે એમ ભાવના કરવી. આ શીવાય બીજો ઉપાય નથી. એવો મહા પ્રભુજી એ આ વિષયમાં સ્થિર અભિપ્રાય દર્શાવ્યો છે. ॥ ૭ ॥

**શંકા**—સમર્પણ કરી પ્રભુને શરણે રહેલાઓને આ પ્રતિબંધ છે એવું સ્વરૂપનું નિરૂપણ કરવું વ્યર્થ છે. એવી શંકા કરનારને કહે છે.

**मूलम्—कुसृष्टिरत्र वा काचिदुत्पद्येत सवै भ्रमः**

**અર્થ**—અહિંઆં કંઈ કુસૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એવો નિશ્ચય ભ્રમ રૂપ છે.

**વિવેચન**—બ્રહ્મ સંબંધ કરી પ્રભુ શરણુ થયા. અને ભગવાનના થયા તેઓને ફલ થવાનો તો સંભવ ખરેખરજ છે. પરંતુ તેઓ સ્વમાંનો સત્વાદિક ગુણને લીધે મનમાં ક્ષોભ થાય અને અન્યથા ભાવ થાય તો તે ભ્રમ છે. કારણ કે પ્રભુ સ્વતંત્ર ઇચ્છાવાળા છે. તેમને ફલ આપવાની ઇચ્છા નથી એવી ભ્રમણા મનમાં આવે તો તેનો પરિણામ તો પહેલાં કહેવા મુજબ ભાવના કરવી. સારાંશ કે બ્રહ્મસંબંધ લીધા પછી સેવામાં એવો આગ્રહ એઇને પુષ્ટિમાં સ્વીકાર થયો હોય તો અવશ્ય ફળ મળવાનુંજ. પરંતુ સત્વાદિક ગુણોને અનુસરી ક્ષોભ થાય તો ફલમાં અભાવ થવાનો એમાં પ્રભુ ઇચ્છાજ બળવાન્ છે. નમઃ શ્રીકૃષ્ણાય.

# समाप्तम् श्रीमद्वल्लभाचार्यविरचितम् सेवाफलम्.



# અગાઉથી ગ્રાહક થનારનાં નામ

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૨ | શ્રોફ રણછોડદાસ વરજીવનદાસ | મુંબાઈ |
| ૫ | પટવારી. રણછોડદાસ વૃન્દાવનદાસ | પાલનપુર. |
| ૪ | રા. રા. પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય સેક્રેટેરી | દાહોદ |
| ૨૦ | દેશાઈ. મગનલાલ છગનલાલ | સંજેલી |
| ૬ | રા.રા. છબીલાલ હરકીશનદાસ | સુરત |
| ૧ | વકીલ મગનલાલ જયચંદ | કપડવણુંજ |
| ૧ | કડકીયા. ચુનીલાલ લલ્લુભાઈ | દેવગઢબારીયા |
| ૧ | ગાંધી. ચંદુલાલ વલ્લવજી | ,, |
| ૧ | સોની. જાદવજી પલાચંદ | ,, |
| ૧ | પરી. ગીરધરદાસ ભીખાભાઈ | દાહોદ. |
| ૧ | સા. મગનલાલ. તુલશીદાસ. | ,, |
| ૧ | કડકીયા. જાદવજી રણછોડદાસ | ,, |
| ૧ | સા. પરસોત્તમદાસ. શીવલાલ | ,, |
| ૧ | શાહ છગનલાલ. શીવલાલ | ,, |
| ૫ | પરી. મણીલાલ હરિલાલ | પેટલાદ |
| ૧ | રા. રા. સોમાભાઇ ગીરધરદાસ | બોરસદ |
| ૧ | રા. રા. ગોકળભાઈ જમનાદાસ | ,, |
| ૧ | રા. રા. મુળજીભાઈ માણેકલાલ | ,, |
| ૨ | રા. રા. માણેકલાલ મોતીલાલ | સુરત |

| | | |
|---|---|---|
| ૧ | મુખ્યાજી વલ્લવભદાસ હરિભાઈ | બાબરા. |
| ૧ | રા. રા. ગીરધરલાલ રૂગનાથ | સાજાપૂર |
| ૧ | મહેતા મગનલાલ વનમાળીદાસ | ભરૂચ |
| ૧ | રા. રા. પુરૂસોત્તમદાસ ગોવરધનદાસ | ચીખલી |
| ૧ | પારેખ કાલીદાસ ગાંડાભાઈ | ચીખલી |
| ૧ | પારેખ ભગવાનદાસ હરગોવનદાસ | ચીખલી |
| ૧ | શેઠ ઘેલાભાઈ પ્રેમાનંદ | ,, |
| ૧ | શેઠ ત્રીભોવનદાસ પ્રાણજીવનદાસ | ,, |
| ૩ | ભટ્ટ મગનલાલ ભગવાનજી | મુંબઈબંદર |
| ૧ | રા. રા. દુર્લભભાઈ ત્રીભુવનદાસ | ઉમરગામ |
| ૧ | રા. રા. ભગવાનદાસ મુળજીભાઈ | જુનાગઢ |
| ૧ | બક્ષી મગનલાલ હરીલાલ | દેવગઢબારીયા |
| ૧ | કોઠારી શંકરલાલ અમૃતલાલ | ,, |
| ૧ | કોઠારી નરોત્તમદાસ ગોવરધનદાસ. | ,, |
| ૧ | રા. રા. મોહનલાલ ચંદુલાલ | ,, |
| ૧ | શાહ ચંદુલાલ ભીખાભાલ | ,, |
| ૧ | ઠકર લાલજી વસ્તાભાઈ | વંડા |
| ૧ | રા. રા. નંદલાલ લક્ષ્મીચંદ | ધારી. |
| ૨ | મહેતા જમનાદાસ કીસોરદાસ | ધંધુકા |
| ૧ | શાહ પ્રભુદાસ વિઠ્ઠલદાસ | ,, |
| ૧ | શાહ સામળદાસ વલ્લભદાસ | ,, |
| ૧ | શેઠ વિઠ્ઠલદાસ વૃન્દાવનદાસ | બોધાન |

| | | |
|---|---|---|
| ૧ | શાહ ભાઈલાલ કાંનદાસ | ,, |
| ૧ | શાહ પ્રભુદાસ હરકશનદાસ | ,, |
| ૧ | શેઠ કલ્યાણદાસ લક્ષ્મીદાસ | ,, |
| ૧ | શેઠ હરજીવનદાસ વૃન્દાવનદાસ | ,, |
| ૧ | શેઠ ગુલાબદાસ વૃન્દાવનદાસ | ,, |
| ૧ | શેઠ વીજવલ્લવદાસ લલ્લુભાઈ | ,, |
| ૧ | રા. રા. શા દલપત્ત જમનાદાસ | ,, |
| ૧ | પરી માણેકલાલ નાથાભાઈ | ખેડા |
| ૧ | પરી ગીરધરલાલ સાંકળલાલ | ,, |
| ૧ | શા. ચીમનલાલ ચુનીલાલ ( અમદાવાદવાળા ) | ,, |
| ૧ | ચોકસી લલ્લુભાઈ ગોરધનદાસ | ,, |
| ૧ | પરી મંગલદાસ દામોદરદાસ | ,, |
| ૧ | સાહ મોહનલાલ કેવળદાસ | ,, |
| ૧ | પરી ભુલાભાઈ ગોરધનદાસ ( નડીયાદવાળા ) | ,, |
| ૧ | પરી ફતેચંદ હરિભાઈ | ,, |
| ૧ | રા. રા. પ્રેમાનંદભાઈ કલ્યાણજી. | ખેડા |
| ૧ | શાહ મહાસુખલાલ જગજીવનદાસ ( ગોધરાવાળા ) | ,, |
| ૧ | શા. છગનલાલ ગંગાદાસ | તડકેશ્વર |
| ૫ | દેસાઈ ચુનીલાલ મનસુખરામ મોદી | જબુગામ |
| ૧ | ખત્રી નાગજી મોનજી | મુંબઈ |
| ૧ | મુખ્યાજી રણછોડદાસ વેલજી | ગોંડલ |

| | | |
|---|---|---|
| ૩ | કીર્તનીયાજી રામજી ઠકરજી | ,, |
| ૧ | કીર્તનીયાજી પોપટભાઈ ટોકર | ,, |
| ૧ | કીર્તનીયાજી વાલજીભાઈ બેચર | ,, |
| | ભાટીયા સુંદરજી લવજી | ,, |
| ૧ | પટેલ રાઘવજી મેઘજી | ,, |
| ૧ | દરબાર શ્રી વજાજન બાવાજી | ,, |
| ૧ | ખંઢેરીયા માનસંગ પીતાંબર | ,, |
| ૧ | ધોરાજી વાલાંબાઈ જડાવ ( વાણીયા ) | ,, |
| ૧ | ગાંધી લીલાધર નાનજી | ,, |
| ૧ | બ્રહ્મક્ષત્રી માવજી જીવનભાઈ | હૈદ્રાબાદ |
| ૧ | મોરાર વિઠ્ઠલદાસ ધંધુકાવાળા | વિરમગામ |
| ૧ | મહેતા મોતીલાલ લાવભાઈ ( નાંદોદવાળા ) | ઉમેટા |
| | શાહ મગનલાલ ચુનીલાલ | જંત્રાલ |
| ૧ | ભટ્ટ ત્રીભુવનદાસ મહાશંકર | રોજકા |
| ૧ | શાહ મોહનલાલ કાળીદાસ | રોજકા. |
| ૫ | શાહ વ્રજલાલ નારણદાસ | ,, |
| ૧ | શાહ મોહનલાલ વિશ્વદાસ | ,, |
| ૧ | જાની પ્રાણજીવન દયારામ | ,, |
| ૧ | શાહ લલ્લુભાઇ દેવજી ભાઇ | ,, |
| ૧ | ભટ્ટ જેઠાલાલ હરગોવનદાસ | ,, |
| ૧ | દેશાઈ છગનલાલ ગણપતરામ | ઝાલોડ |
| ૧ | દેશાઈ પરસોત્તમ રાયજીભાઈ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મગનલાલ હીરાચંદ | ” |
| ૧ | પારેખ દામોદર મયાચંદ | ” |
| ૧ | શેઠ વલ્વદાસ દામોદર | ” |
| ૧ | રા. રા. બક્ષી. ચુનીલાલ | ” |
| ૧ | ભંડારી દામોદર ભીખાભાઈ | ” |
| ૧ | કોઠારી હીરાચંદ મયાચંદ | ” |
| ૧ | મરજાદી ગોવિન્દભાઈ ધરમશી | લીલીયા |
| ૧ | પટેલ મગનલાલ ઝવેરભાઇ | ભાદરણ |
| ૧ | સોની જેઠા હમીર | ઢસા |
| ૧ | ઠાકર જીવરાજ ઠાકરશી | ” |
| ૫ | કોઠારી મુળજી નાથજી | મુંબાઈ |
| ૧ | રા. રા. શાકળચંદ ગોવિન્દલાલ | કડી |
| ૧ | રા. રા. મોતીલાલ કીશોરદાસ કલાર્ક | કોટા |
| ૧ | પટવારી બાલુભાઈ ગોરધનદાસ | રાજકોટ |
| ૧ | રા. રા. દ્વારકાદાસ વન્દાવનદાસ | ” |
| ૧ | શેઠ ભીખાભાઇ દુર્લભરામ | સિધપુર |
| ૧ | પરિખ માણેકલાલ અચરતલાલ | બોરસદ |
| ૧ | રા. રા. મણીશંકર. નારણદાસ<br>બોરસદ સબજડ્જ કોર્ટ કંસીલેટર કારકુન. | ” |
| ૧ | પરિખ. કેસવલાલ માણેકલાલ | ” |
| ૧ | શાહ ચુનીલાલ કાળીદાસ | ” |
| ૧ | પરિખ પુજાભાઈ ભાઈજીભાઇ | ” |
| ૧ | પરિખ ભઇલાલ લલ્લુભાઇ | ” |

૧ પરિખ મોતીલાલ લખમીદાસ ”
૧ પરિખ માણેકલાલ જમનાદાસ ”
૧ પરિખ ચીમનલાલ મણીલાલ ”
૧ પરિખ મનસુખલાલ માણેકલાલ ”
૧ પરિખ દાજીભાઇ કસનદાસ ”
૧ શા. જેઠાલાલ જમનાદાસ ”
૧ પરિ. ચંદુલાલ અચરતલાલ ”
૧ ખા. ધુળાભાઈ લલ્લુભાઈ ”
૧ પરિ. નવનીત અચરતલાલ ”
૧ ભગત કેશવલાલ ચુનીલાલ બોરસદ
૧ સા. કાળીદાસ બેચરભાઈ ”
૧ ભગત હીરાલાલ પ્રાણજીવનદાસ ”
૧ પરિ ત્રીભોવનદાસ ઈશ્વરદાસ ”
૧ સા. મગનલાલ મોતીલાલ ”
૧ શા. પરભુલાલ ત્રીકમદાસ ”
૧ શા. પરસોત્તમદાસ મોતીલાલ ”
૧ સોની મનસુખ ભુરાભાઇ ”
૧ પરિ જેઠાભાઇ જેકીશન દાસ. ”
૧ પરિ. નાથાભાઇ પીતાંબર ”
૧ પરિ. ચીમનલાલ. ચુનીલાલ ”
૧ પરિ ચીમનલાલ ભીખાભાઈ ”
૧ કંસારા હરિલાલ ”

## વૈષ્ણુવોને ખાસ વાંચવા યોગ્ય તૈયાર છે!!

## ☞ વામનદ્વાદશીએ બહાર પડેલ.

# શ્રીમદાચાર્ય વિજય અને તેમના સિદ્ધાંત.

વૈષ્ણુવોને તદ્દન મફત—પોષ્ટેજ અરધો આનો માત્ર મોકલો. હાલ આ એકજ પુસ્તકને ત્યાર પછી બીજાં જે પુસ્તકો ફંડ તરફથી બહાર પડશે તે દરેક ગૃહસ્થોને ભેટ તરીકેજ મોકલવામાં આવે છે ૮૦ ખ૦ કંઇપન લેવામાં આવતું નથી સૌ કોઇ ત્હેનો લાભ લઇ શકે તે માટે ફંડમાં રૂ. ૧–૪–૦ સવા અને તે ઉપરાંત રકમ મોકલી શકાય છે નાણાંની પહોંચ રીપોર્ટમાં આપવામાં આવે છે ફંડમાં હજુ સુધી સારી રકમ થઇ નથી. વૈષ્ણવ બન્ધુ ગણ ધર્મની ઉન્નતિથી આ તરફ નજર ફેરવશેતો. અન્ય ગ્રંથોપણ થોડાજ સમયમાં બહાર પડશે.

### હવેપછી બહાર પડનાર ગ્રંથો

**ભકિત-બોધની** ( લખાય છે ) કિ. ૪ આના.
**શ્રીમદાચાર્ય વિરચિત પ્રકિર્ણ ગ્રંથ** ૪ આના.
**શ્રીમદ્ ભગવદ્ ગીતા,** કીંમત ૮ આના.
**વલ્લભાખ્યાન મૂલ પુરુષ**-કી. ૦–૦–૩ પાઇ
વિસ્તૃત ટીકાવાળીના ૬ આના

આ સિવાય અન્ય પુસ્તકો પણ સમયાનુકુળ બહાર પડશે જે તદ્દન ઓછી કીમતે, ચિત્રો યુક્ત અને સોનેરીનામ સાથે. પુઠાં સરસ અને કાગળો ગ્લેજ આવશે આ ઉપરાંત પુષ્ટિમાર્ગને લગતાં જે જે પુસ્તકો હશે તે સરળ અર્થ સહિત એ સમ્પ્રદાય ને અનુસરનારા બન્ધુઓનીજ ભાષામાં સસ્તાં પૂરાં પાડી શકાય તે તરફ પણ લક્ષ આપશું. કાંકરે કાંકરે પાળ બંધાય એ સુત્રાનુસાર આ દિશાએ જુનાં પુસ્તકોનું પણ ઠીક સાધન થશે **કિમધિકમુક્તિ વહુના.**

લખો:— **મણિલાલ એચ. ચોકસી વ્યવસ્થાપક,**
**પુષ્ટિગ્રંથ પ્રવર્ત્તક કાર્યાલય મુ. ઊમરેઠ.**

